# गुलबंकावली नाटक.

(वोपेरा)

૨૩૯

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર,

## माहादेव रामचंद्र.

અમદાવાદમાં:

સાહાપુર વનમાળી વાંકાની પોળમાં

હરગોવનદાસ હરજીવનદાસ પરેખ

એઓએ પોતાના ગ્રંથોદય

પ્રેસમાં છાપ્યું,

સંવત ૧૯૪૧—સન ૧૮૮૫.

કીમત ૦-૨-૦ બે આના.

શ્રીગણેશાયેનમ: २३८५

# ગુલબંકાવળી નાટક.



## અંક ૧ લો.—પ્રવેશ ૧ લો.

પાત્ર.—નાટકસભા તથા સુત્રધાર વગેરે.

### સર્વેમળી ઈશ્વરસ્તુતી કરેછે. ધ્રુપત.

(માઈ મેરો બરજ્યો ન માનત એસોરે હઠીલો તેરો કારો-
કહાન.) એ રાગ.

સાહ્ય કરી લેજો હમારી આજ, જગન્નાથ.
જગજીવન હમારા નાથ. સાહ્ય. ટે.
અમેતો તુમારા દાસ, સુણીયે જગત્નીવાસ;
વીશ્વપતી વીભો રાખી લેજો લાજ. સાહ્ય. ૧
પરી બ્રહ્મ પુરષોત્તમ સ્વામી ગરૂડના ગામી.
હમો શીશ નામી વિનતી કરીયે આજ. સાહ્ય. ૨
માધવ મદ હરણ સકળ કરણ સુખદુઃખ.
દીનતાને હરી લેજો માહારાજ સાહ્ય કરી લેજો આજ. ૩
કાશીરામ કહે મોરા નાથ નામુ નીત્ય જોડી હાથ.
વિનતી સુણી સાથ લેજો વ્રજરાજ આજ. સાહ્ય ૪

### સ્તુતી ૨ જી.—તીલાનો.

હમ સબહી તુમારે દાસરે બીનતી સુણીલો મેરી હરી
ગીરધારીરે. અમ સબહી. ટેક.
સબ જનકે સ્વામી સુખદાતા,
ત્રાતા તુમ અવીનાશરે. અમ સબહી. ૧
શીરપર કર ધરહ્યો કછુ જનકે,
નવ પાવત વો નાશરે. અમ સબહી. ૨
દુરીજન, વન, જારક ભવતારક,
નીજ જનકી લે તપાસરે. અમ સબહી. ૩
કાશીરામ કર જોરી વીનતી કરત થોરી,
કટો મેસે મોહ અવી નાશરે. અમ સબહી. ૪

## પ્રવેશ ૨ જો.

સ્થળ—સીરકસ્તાનના રાજાની રાજસભા.

## પાત્ર.

રાજા જલદશીંગ..........શીરકસ્તાનનો રાજા.
પ્રધાન....................જલદશીંહનો.
ચાર રાજપુત્ર...............જલદશીંહના.
શીપાઈયો....................રાજાની હજુરના.
દાશી................તાજલમુખની વધામણી કહેનાર.

### રાગ—બીરહ બારમાસીનો.

### (હમકુ છાંડ ચલે બનમાધુ)—એરાગ.

દાશી—પ્રગટયો પુત્ર સુણો મ્હા રાજા, સુંદર રૂપે રસાળરે;
સર્વેથી સોભા કુંવરજીની સારી, ભાગ્યશાળી છો
ભુપાળ રે. પ્રગટયો. ટેક.

ગદ્ય. (એહેવું સાંભળી રાજાએ કોટમાંથી હાર કાઢી દાસીને આપ્યો ને સભામાં સાકર વ્હેંચાવી ને રાજા જોશીને તેડાવીને પુછેછે.)

### (છાંડદે લંગરવા મુરખ મેરા ભાઈરે.) એ રાગ.

રાજા—કોણ સમે પ્રગટયો સુત મારો, જોશી કહો આ વારરે;
કોણ શશીમાં નાંમજ આવે, કેવો થશે એ કુમારરે. કોણ ટેક.

### રાગ—ઊપર પ્રમાણે.

જોશી—રીસ ન કરો મુજપર સ્વામી, તો કહુ સત્ય વચનરે;
મુખ જોશો સુતનું જે વારે, અંધ થશો રાજનરે. રીસ ૧

### રાગ—ઊપર પ્રમાણે.

રાજા—મંત્રી વાત વિચારો મનમાં, શું બોલ્યા મ્હારાજરે.
સુત જીવે મુખ જોવાય નહીં, કરવું તેવું કાજરે. મંત્રી.૨
મંત્રી—ઉપાય તેનો તમને બતાવું, સુણો શ્રી મ્હારાજરે;
ચાહો કુશળ તમ નેત્રનું, તો કાઢો વનવાસરે. ઉપાય.૩

### રાગ—ઉપર પ્રમાણે.

રાજા—સુત થાયે જ્યારે ત્રણ વરસનો, લેઈને જાજો વનરે;
ત્યાં સુધી રાણી વાસે, નહીં જોઉ તનનું વદંનરે. સુત.૪

## પ્રવેશ ૩ જો.

### પાત્ર.

સ્થળ—વંનરાજનું સૈન્ય તથા કુંવર.

ગદ્ય. પ્રધાન કુંવરને વન લઈ જાયછે, ત્યાં લોકો જોવા મળ્યાછે, પછી કોઈ સમયના વીશે રાજા શીકાર કરવા વનમાં ગઆ ત્યાં ઓચીંતા વનમાં રાજા અને કુંવર બંને ભેગા થાયછે, એટલે રાજા અંધ થાયછે, ને ઉદાશીમાં ગાયછે.

## રાગ—(હમકુ છાંડ ચલે બેની માધુ.) એ રાગ.

રાજા—હે હરી આ શુ થયુછે આજે, નેન વીના બળ્યુ સર્વ રાજ. હે હરી. ટેક.

ભય થકી સુત વનમાં કહાડયો મેં, લોપી સરવની લાજ;
લેખ લખ્યા તે આવીને મળીયા, હું અંધ થયો મ્હારાજ. હેહરી ૧
કેમ કરૂ હવે હું કયાં જાઉં, વન થકી પ્રજ રાજ;
મારગ નગ્ર તણો નવ સુઝે, હવે કરૂં શું કાજ. હે હરી. ૨

## (સુનરે કાલે દેવરે)—એ રાગ.

પ્રધાન—આ સ્થળે કેમ આવીયાછો, એકલડા રાજન;
કૃપા કરી કહો મુજને, કયાં ગયું છે સર્વે શૈન્ય. ૧
રૂદન કરો શા કારણે, સત્ય મુજને કહો મ્હારાજ;
મુજ સામુ જોતા નથી, એ શું રાજા ધીરાજ. ૨
રાજા—કોણ અરે આ વન વિશે છે, પ્રધાન સરખો સાદ;
અહીં વચન તારાં સાંભળી, થઓ મુને આલ્હાદ. ૧
કયાં છે કુંવર માહરો, તું કહેને સત્ય વચન;
ઓચીંતાં ફુટી ગયાં, કેમ મ્હારાં બે લોચન. ૨
આ સનમુખ ઉભો રહયો, એતો છે કોનો બાળ;
વાતો કરતાં એહશું, હું અંધ થયો તત્કાળ. ૩
પ્રધાન—લેખ હતા તેતો મળ્યા છે, સુણો ને આણે દન;
અંધ થયાછો આ સમે, એ નીરખ્યો તમારો તંન. ૧
કુંવર વનમાં નીકળ્યો આજ, કહ્યા વીનાનો જાય;
તમો પણ આવી મળ્યા, ને વીપરીત થયું આંય. ૨
રાજા—સાંભળ મારા બંધવા મેં, નજરે જોયો આજ;
નેન ચાર ભેગાં થયાંને, થયું આ વીપરીત કાજ. ૧
અંધ થઈ ઉભો રહયોછું, દીશા ન સુઝે કાંઈ;
રૂદન કરૂંછું જેટલે, કે તમો બોલ્યા અહીં. ૨
શૈન્ય રહયું છેટે સહુ, મેં ચલાવ્યો તોખાર;
હરણ પછવાડે એકલો, હું આવી ચઢયો આ ઠાર. ૩
હરણ તો નાશી ગયું, ને દીઠા રાજકુમાર;

નેન ભરી નીહાળીયો, કે અંધ થયો તે વાર. ૪
રેખા ટાળી નવ ટળે, જે લખી હોય લેલાટ;
ઘર દેખાડો મુજને, તો માનુ તમારો પાડ. ૫
અંધ થયોછે આંધળો, તમો સુણોને સાચી વાત;
માટે પંથે નવ પળે, આ થયો મ્હા ઉત્પાત. ૬

તમામ શૈન્ય આવેછે, ને રાજાને અંધ દેખી
ઉદાશીમાં ગાયછે.

## રાગ—ઓખા હરણનો.

સૈન્યા—કેમ ઉદાશી છો માહારાજ, સત્ય વચન કહોને આજ. ૧
અમો સર્વે જણા શીશ નામુ, કરી કરૂણા જુવો અમ સાંમુ. ૨

## રાગ—ઉપર પ્રમાણે.

રાજા—સુણો સેન્ય તણા સર્વે જંન, આજ નીરખ્યો મેં મ્હારો તંન;
થયો અંધ સુજેના કાંઈ, ગભરાઈને ઉભોછુ આહીં,
મારાં પુર્વનાં કર્મજ મળીયાં, આજ નેત્રતો મ્હારાં ટળીયાં. ૩
થયો અંધ જીવ્યાને ધીકાર, મરૂ મારી હું પેટ કટાર. ૪

રાજા પેટ કટાર મારે છે તેને સેન્યાના લોક
ઝાલી કહેછે.

## રાગ—(ગજલ.)

સુણો હમારા રાજ લેખ મળ્યા આવી આજ,
કરી ઉદાશી સહુ તાજ ઘેર ચાલોને. ટેક.
ભોગે નીકળ્યાતા વંન, થયું ઓચીંતુ વીઘન.
કુંવર દેખે ગયાં લોચન, ઘેર ચાલોને.
(એટલે રાજાને તેડી સર્વે નગરમાં જાયછે)

## પ્રવેશ ૪ થો.

### પાત્ર.

જલદ શીંહ રાજા તથા પ્રધાન તથા રાજાના
ચાર પુત્ર તથા વૈદ તથા કચેરીના લોક.

પ્રધાન..........................રાજાનો.
ચાર પુત્ર.........................રાજાના.
જોશી..............................રાજાનો.
વૈદ................................રાજાનો.
સીપાઇયો વીગેરે..................રાજાના.

રાજા વૈદને બોલાવી કહેછે.

## રાગ—(ઓખા હરણનો)

રાજા—સુણો વૈદ તમો સૌ વચંન, કરો સારાં મારાં લોચન;
અંધ થયો જોઈ કુંવરનું મુખ, કરો કામ થાય જેમ સુખ. ૧
દામ લાગેતે સર્વે લીજે, કાંઈ ઓસડ અમને કીજે;
વૈદ—સુણો વચન તમો રાજન, એક કામ કરો આદંન. ૨
ગુલબંકાવળી છે જેહ, તમે ફુલ મંગાવો તેહ.
આવે પુશ્પ એ જેણી વાર, રોગ જાય ન લાગે વાર. ૩
(એવુ સાંભળી રાજા લોકોને ફરમાવેછે.)

## રાજા કહેછે—દોહરો.

રાજા—હાજર હોયે આ સમે, તે ઉહોને આણીવાર;
ફુલ લેવાને કારણે, જલદી થાઓ તૈયાર. ૧
વાર કરો ન તમો લ્યો ગ્રથ સૈન્ય વાહંન;
વેગે લાવો જો તમો, તો આપ્યાં મુજ લોચંન. ૨
(તે સુણી થોડા ક માણસો ઉઠીને જાયછે ને પછી
પાછાં આવે છે તેને રાજા પુછેછે.)

## રાગ—ઊપર પ્રમાણે.

ફુલ લાવ્યા હો જો તમો, તો આપો મુજને આજ;
વેગે આંજું આંખમાં તો, થાએ માહારૂ કાજ. ૧
શેવક—વચન સુણો તમો રાયજી, અમે કહીયે જે આકાળ;
દેશાદેશ જોઈ વળ્યા પણ, ક્યાંઈ ન લાગી ભાળ. ૨
રાજા—કરમે મારે જે લખ્યુ તે થયુછે આણે ઠાર;
શું કરો સરવે તમો ને, શું કરે એહ કુમાર. ૩

## રાગ—(ઓખા હરણનો.)

રા.કુ—અમને આજ્ઞા આપો માહારાજ, તો કરીયે તમારૂ કાજ
હોય પ્રથ્વી માંહે એનું બીજ, તેની જઈ કરીશું તજવીજ;
હશે ઈંદ્ર તણો જે અવાસ, લાવીશું એનો કરીને નાશ.
રાજા—લ્યોને સાથે ગ્રથ ભંડાર, દાસ ઘોડાને ગજરથ સાર;
લેઈ જાઓ તમો મુજ તંન, વેલા આવીને આપો લોચંન.
ગદ્ય. (એવી રીતે રાજાની આજ્ઞા લેઇને ચાર છોકરા શીપાઈ
વીગરેલેઈ ફુલ લેવા જાયછે.)

—***—

## પ્રવેશ ૪ થો. પ્રારંભ.

### સ્થળ વગડો.

રાજાના ચાર પુત્ર—તાજલમુખ—શીપાઇયો—વગેરે.
તાજલમુખ—પોતાના ભાઈને બોલાવ્યા વીના પુછેછે.

### રાગ—(ઓખા હરણનો).

તમો કોણછોજી કહોને વચન, રહો કોણ ગામે ને કોનાછો તંન;
રાજકુંવર—શીરકસ્તાન તણો જે ભુપાળ. અમો ચારજણતો છીયે એના બાળ.
હુતાભાઈ પાંચે સુણોને વચન, ન્હાનાને રાજાએ કહાડયોછે વંન;
હુતો દોશ માટે તજયો એને સાર, મળ્યા લેખ તોયે ન ચુકયાલગાર.
જુવે રાય જ્યારે કુવરનુ વદન, પડે દુખ ત્યારે ને જાયે લોચન;
મળ્યો જોગ વનમાં થયું સર્વે કામ, કહયું સર્વે તમને હમે આણેઠામ
ઉપાય મળીયોછે તેનોજ એક, પુરી પ્રભુ પાડે જો અમારી ટેક;
જાએ રોગનું રાય પાસેથી મુળ, મળે ખોળતાં બંકાવળીનું ફુલ.
તે લેવાને કારણ આવ્યાજ હ્યાં, અમે વેણ સાચાં એ તમને કહ્યાં;
(એવું સાંભળી તાજલમુખ ઉદાશી થઇને એક શીપાઇને કહેછે.)

### (ગાતી હું ઓર નાચ સદા એકામહે મેરા)—એ રાહ

તાજલમુખ—વાત સુણો માહરી, તમો મીયાં આણીવાર;
સંગે રાખો મુજને, તો કરીશ કાંઈ ઉપકાર. ૧
શીપાઈ—કહોને તમે કોણછોજી, સત્ય મુને આઠાર;
દીસો દેવ શરીખડા, કોઈ રાજાના કુંમાર. ૨
તાજલમુખ—પરદેશીતો છુ અમો, ભાઈ આવ્યા આણે ઠાર;
સંગે રાખો સ્નેહથી તો માંનીશ હું ઉપકાર. ૩
શીપાઈ—રહો સુખે મુજપાસમાં ને, કરો મન ગમતી મોજ.
ખાઓ પીયો રમો જમોને, કરો વાતની ખોજ. ૪
(એવીરીતે તાજલમુખને લેઇને બધાએ સંગાથે જાયછે.)

## પ્રવેશ ૫ મો.

સ્થળ—મણીપુર નગરમાં લાખીનો મ્હેલ.

પાત્ર.

લાખી........................તે નગરની ગુણકા.
ડોશી........................ગુણકાની દાસી.

બીલાડી તથા ઉંદર.....ગુણકાના પાળેલાં જાનવર.
ચાર રાજકુંવર................જલદ શીંગના પુત્ર.
તાજલમુખ..........જલદશીંગનો પાંચમો પુત્ર.
(ચાર રાજકુવર લાખીને ઘેર આવી દાશીને પુછેછે.)

(ગાતીહું ઓર નાચ સદા કામહે મેરા]. એ રાગ.

રાજકુંવર—ડોશી કહો આસમે, આ કોનુંછે ભોવન;
પુછુ હમો એટલુ, અહાં રહેછે કોણ જંન. ૧
ડોશી—મેહેલછે ગુણકા તણો, એ લાખી જેનુ નામ,
બોલાવે છે તેહને, સુણો કહુ આ ઠામ ૨
પાસા રમે પ્રેમશુ, જે રૂડો રાજ કુમાર,
તેને તેડે હેતથી તે, સુણો આણે ઠાર. ૩
લાખ રૂપઈઆ તણીએ, પાડે પહેલી હોડ,
ઝીતે તો જાય રૂપીયા, હારે તો પુરે કોડ. ૪
ગુણકા ઝીતે જે સમે, તો નાદ ઢોલનો થાય,
હારેતો દાશી થઈને, શેવા કરે સદાય. ૫
રાજકુંવર—ખબર કરતું તેહને. જઈ જલદી આણી વાર;
રમત રમવા કારણે. અમો આવ્યા આણે ઠાર. ૬

(ગદ્ય. પેલી ડોશી માંહેજઈ આવી પેલાનો હાથ ઝાલી લઈ જાયછે. તે મેહેલમાં જઈ ગુણકા સાથે રમેછે તેમાં પેલા ચારે રાજકુવર હાર્યા.)

(એટલામાં ડોશી તાજલમુખને તેડીને જાયછે ને લાખીને કહેછે)

[કાટી રેન મજેમે સારી]—એરાગ

રંગભેર રમીને પુરીછે આસ, ચારેને ઝીતીને કીધાછે દાસ. ટેક
આને રમાડોને આજની રાત, માનોને બાઈ હમારી વાત. ૧

( ગુણકાની રમત જારી થઈ તેમાં તાજલમુખ ઝીત્યો તેને ગુણકા કહેછે.)

રાગ—ઓખાહરણનો.

લાખી-કોહોને તમારૂ કોણછે. ગામ કોણ તણો સુતને શુંછેનામ. ૧
તાજલમુખ—પુછોછો મુજને વાત એસારી, બેસો કહુ મારી પાસ ઓપ્યારી. ૨
કરવુંછે મારે તાતનું કામ, માટે મેં છોડયુંછે મુજ ગામ. ૩

અંધ થયા મુખ જોઇને મારૂ, કરી કામને હું દોશ ઉતારૂ. ૪
ગુલબંકાવલી તણું ફુલ જેહ, મળેતો કાંમ સૌથાયે તેહ. ૫
તેને લેવાને જાશુજ હમો, સત્યવચન નારી માનજો તમો. ૬
લાખી—એ શું બોલ્યા આ મુખથી વચન, સુણોને મ્હારા પ્રાણજીવન. ૭
બંકાવળીતો પરીનુ નામ, માણસ કોઈ ન જાય તે ઠામ. ૮
રાક્ષસ કેરી ચોકીછે ત્યાંહે, પશુ પક્ષી જઈ શકે ન જાંહે. ૯

(તાજલમુખ લાખીને કહેછે.)

## રાજા હું મેં કામકા—એ રાગ.

તાજલમુખ—વચન સુણતું સુંદરી, મારે કરવુંછે એ કામ,
ગુલબંકાવળી લેઈ આવુ, નહીંતો મરૂ તે ઠામ. ૧
હામ હમો હારૂ નહીં, છું ક્ષત્રી કેરો તંન;
નારી વશ થઈને રહુ તો, ધીક ધીક મુજ જીવન. ૨
વનીતાને વશ નવ થવું, એ પુરૂષ લક્ષણ ઉંચ;
હામ કદી મુકે નહીં, જો હોય મુખપર મુછ. ૩
સુખે રહો તમો સુંદરી, અમો જાશુ નીરધાર;
લખ્યું હશેતો આવસું, ફુલ લેઈ આ ઠાર. ૪
નહીતર સાચવજો તમો, આ મેહેલને ગ્રથ ભંડાર;
મળીશ જીવીશ તો ફરી, કે ભજજો જુગદાધાર.૫
ગદ્ય—એમ કહી જાયછે ને ગુણકા એકલી ઉદાસીમાં ગાયનકરે છે

## રાગ—સીતાજીના મહીનાનો.

ગુણકા—મુને મુકી ગઆ મારાનાથ, હવે કયારે આંવશો;
મારા સુખના સમુદ્ર સ્યામ, મુખ દરસાવસો. ૧
મેતો જાંણ્યું હતું મન સાથ, જોડી મળી સોભતી;
હુંતો જોતી તમારી ચાલ, અને મન લોભતી. ૨
સ્વામી નેન તમારાં જોઈ, ભુલી ભાન દેહનું;
ઘણાં મીઠાં મધુરાં વેણ, કહેવું શું એહનું. ૩
સ્વાંમી જાળવીયુ જોબન, તમારે કારણે;
નવ લીધી તેની બહાર, રહી મુજ બારણે. ૪
મેતો વાડી વાવીને નાથ, રાખી બહુ જાળવી;
દુખી માળી મળ્યો મુજ, હાથ રહી સંભાળવી. ૫
સ્વાંમી કાચી કેરીની, બહાર હતી જયારે ચાખવી;

રૂડી કળી ચંપાની લેઈ, હુતી પાસે રાખંવી. ૬
મુજને ચખાડીને સ્વાદ, ગઆ મારા નાથજી;
હવે ભટકસે મારૂ ચીત, હયુ નાહી રહે હાથજી. ૭
હુંતો કોની સંગાથે, રહીને કાહુ દીન રાતને;
હવે સો કરૂં ઉપાય, ભજુ જુગતાતને. ૮

ગધ—એવી રીતે તાજલમુખ ગુણીકાની રામજણ કરીને ત્યાંથી ફુલ લેવા નીકળ્યો.



## આંક ૨ જો.---પ્રવેશ ૧ લો.

સ્થળ—વનમાં રાક્ષસનો મેહેલ.

પાત્ર.

રાક્ષસ.......................એ મહેલનો ધણી.
તાજલમુખ....................ફુલ લેવા જનાર.

ગધ—તાજલમુખ વગડામાં આવ્યો છેકે ઓચીંતો રાક્ષસ આવી કહેછે.

### ભુતની ભવાઈ ભુંડા ભુતની ભવાઈ એ રાગ.

રાક્ષ—આવને અહી તુ આવને અહી, ભક્ષ કરૂં તાહરૂંને એ
પસુ પક્ષી નીત્યે ખાતો રેહેતો હુતો અહી મનુસ્યનુ મન
થયુંકે તુ આવ્યો ધાઈ તુતે. ૨
ભક્ષકરૂં તાહરૂંને છોડુ હાવે નાહીં, ભુખ મટે માહારી
ને જાણી તુને ખાઈ. તુંતો. ૩
રાજકુવર—થાય મુને સુખ ખાઓ થાય મુને સુખ, ભક્ષ કરો મા-
હરૂં રે ભાગો તમભુખ. થાય મુને. ૧
દુખનો તો પાર નથી શું કહું હું મુખ, ભક્ષકરો આવેળા
તો થાય મુને સૂખ. થાય મુને. ૨

ગધ—એટલે પેલો રાક્ષસ કરૂણા કરીને કેહેછે, એટલે રાક્ષસ ને દયા અવી રે કેછે.

રાક્ષસ—સાચુ બોલો આજ તમે સાચુ બોલોઆજ,કેમ આવ્યા
કહો મુને કરૂં તમ કાજ. સાચુ૦ ૧
વ્હાલુ નાહીં મરવાનું કોઇને ન હોય તમનેતો વ્હાલું લાગે
કારણ જોય. તમે. સાચુ૦ ૨
બંધુ તમો માહરાછો કહુંછું સત્યવાંણ, કપટ કરૂં તમથી

તો ઈશ્વર કેરી આંણ. તમે સા. ૩
પાસે આવો મારે હું કરીશ કાંય કામ, બીક સરવે પરહ-
રીને ધરો મનહામ. તમે સા. ૪

અધ—તાજલમુખ પેલા રાક્ષસની પાસે જાય છે એટલે રાક્ષસ
તેને ખાવાનું પુછેછે.

## રાગ.—(ઇંદર સભાનો).

(રાજા હું મેં કામકા ઓર ઈંદર મેરા નામ).

રાક્ષસ—કોને શું જમશો તમો, મુજ બાંધવ બોલોવાંણ;
જેની ભુખ હોય મન વીસે, તે આપુ હું નીરવાણ. ૧

## રાગ—( ઓખાહરણનો. )

તાજલમુખ—ઘઉં ઘીને સાકર સાર, અમે તેનો કરીએ અહાર;
દાળભાતને ખાંડજ સાર, લાડુ જલેબી ને કંસાર. ૧
એવું ભોજન જોઇએ અમારે, કયાંથીહોય એ આહાર તમારે;
આણી આપી સામગ્રી ત્યાંય, રાક્ષસે એક પળ માંહે. ૨
રાક્ષસ—કહો વીર તમો મુને આજે, અહીંઆં આવ્યાછો સે કાજે;
મારા સમજો કહો નહીં આપ, તમને બ્રહ્મહત્યાનું પાપ. ૩
હોય કામ તે ન કરૂં આ દીન, મુને દુભે જુગજીવન;
લ્યોને આપુ હું તમને વચન, કરીસ કામ હુંતો સુધ્ય મંન.૪

## રાગ—(સુનરે કાલે દેવરે).

તાજલમુખ—વીરા મારા સાંભળો હું કહુંછું તમને વેણ;
મુજમુખ જોતાંમાં ગઆં, મુજ પીતા કેરાં નેણ. ૧
ધનવંતરીને તેડીઆ ને, તેણે બતાવ્યું નામ;
બંકાવળી ફુલ જો મળે, તો થાય રાયનું કામ. ૨
તે લેવાને નીકળ્યો હું, આવ્યો આણે ઠાર;
ભાળ બતાવો મુજને, તો કીધો મહા ઉપકાર.૩
રાક્ષસ—બંકાવળીનું ફુલ, તેતો છે જુગમાંહે એક;
તેની આશા રાખીને તમો, નીકળ્યાછો ધરી ટેક.૪
ચોકટ ઉપર હું રહયોછુ, છેલ્યો આંણે ઠાર;
બાકી બળીઆછે ઘણા, કાંઈ રાક્ષસ સહસ્ત્ર અઢાર.૫
વચન આપ્યું મેં હાથથી, તે જો મીથ્યા થાય;
તજું પ્રાણ હું માહરાને, નીશ્ચય પાડું હું કાય. ૬
શેહોને ઘેર માહરે, હું કરીશ તમારૂં કામ;
બંકાવળી ન મેળવું તો, પહાડમુખ નહી નામ.૭

ગધ—એમ કહીને ધ્યાન ધરવા બેસી ગઆ, એટલે એક મોટો બોજર જેવો રાક્ષસ આવીને ઉભો રહયો. એટલે પહાડમુખ ઉઠી તેને મળ્યો એ વખતે બહુ હાસ્યરસ કરયો. પછી પહાડમુખને પેલો બેજણા બેસી ગઆ ત્યાં પહાડમુખ પેલા રાક્ષસને કહેછે.

ગધ-પોતાની તરેહવાર બોલી બોલીને, અને પછી તે પણ ધ્યાન ધરવા બેસી જાયછે. એટલે એક બીજો રાક્ષસ મોટો હોકારો કરીને આવીને ઊભો રહેછે. એટલે પેલો જે અંધકાર રાક્ષસ ધ્યાન ધરેછે તે ઉભો થઈ પેલા મહાશબ્દને મળે છે, ને બધા બણે બેસેછે. કે થોડીવારે પેલો અંધકાર કાંઈ સાંન કરી કહેછે એટલે પેલો મહાસબ્દ ઉઠી, તાજલમુખને ઉચકી નાસી જાયછે.

## પ્રવેસ ૨ જો.

પાત્ર.

સ્થળ. અબોલાનો મેહેલ.

અબોલા....................અપછરા જાતની સ્ત્રી.
મેમુદા.......................એની દીકરી.
તાજલમુખ....................ફુલ લેવા જનાર.
મહાશબ્દ......................તાજલમુખને લાવનાર.
તથા સાક્ષસો વિગરે.

### રાગ—(બીહાગ.)

(ઉમીઆ કેમ અપાય, એ જોગીડાને ઉમીઆ કેમ અપાય.)

એ રાગ.

અબોલા—મનુસ્યને અમ પાશ, તું લેઇને આવ્યો મનુસ્યને૦
આપણ શરવે ગાંધ્રવી માયા, વસી રહીએ વનવાસ;
તે માંહે તું રાક્ષસ કહાવે, એતો તારો મુખવાસ, તું લે. ૧
રાક્ષસ—પહાડમુખીએ મુને મોકલ્યો, કહીને વચન પ્રકાશ;
બંકાવળી દેખાડી લાવજે, સૂખે મારે અવાસ;
હું તેથી લાવ્યો, મનુષ્યને તમ પાસ. ૨
તમપર ભાળ કરી મોકલીઆ મુજને તમારે ભાઇ,
તેથી તેને ઉચકી લાવ્યો, તમારી પાસે આઈ. હું તેથી૦ ૩
ગધ. પછી અબોલાએ તેને રાખ્યો. (અબોલા કહેછે.)

## રાગ—(ઊપર પ્રમાણે.)

અબોલા—રહોને સુખે આ ઠાર, મુજ મંદીર વીસે રહોને
સુખે આ ઠાર;
પ્રીતે પરણાવું મારી તમને, બત્રીશ લક્ષણું બાળ;
જમાત્ર કરીને રાખું પાસે, ગમે તમનેતો મારે દ્વાર.
રહોને સુખે મુજ મંદીર વીસે. ૪
ખાઓ પીઓને કરજો ખુબી, માણો મનમાની બાહાર;
બંકાવળીને દેખાડું નહીંતો, લાગે મુજને આળ.
મુજ મંદીર વીસે. ૫

ગદ્ય—એમ કહી તાજલમુખને પોતાની દીકરી મેમુદા પરીને
હાથ ઝાલી અબોલાએ સોંપી. પછી તે ગઈ, અને
તાજલમુખને મેમુદા કહેછે.

(સજન તુમારે મીલનેકા સારી રેન રહ્યા ખુટકા.)

મેમુદા—લુટો મજા જોબનની પીયારા સ્વામી, સુઘડ કહું
આંણે સમેરે;
બાગ બનાવીને જાળવીઓ, ચંપા ચંબેલી રૂઅનાર અ
મેરે. લુટો મજા જોબનની પ્યારે. ૧
માણો મોજ રંગ રસીઆ રસીકવર, અધરે અધર ધરી
લ્યોને તમેરે. લુટો મજા જોબનની પ્યારે. ૨
અલબેલા સેજડીએ આવો, રંગભેર રજની રમીએ હવેરે;
જોડી મળીછે આજ આપણી, હવેતો અળગાં રહીએ
કેમરે. લુટો મજા જોબનની પ્યારે. ૩

તાજલમુખ—સુણ સામા મુજ મનની વાત તું,
ચેન નથી મુજને આણે સમેરે. સુણ. ૪
સુખ ઈછા માનની મારૂંતો, બંકાવળી મેળવો તમેરે. સુ૦ ૫

મેહેમુદા—પ્યારા મારા એ શું બોલ્યા,
કહો વચન કરીએ સહીરે. પ્યારા મારા. ૬
તમપર જીવ ખુરબાન કરૂં હું,
ધીર ધરોને આજ અહીરે. પ્યારા. ૭
સુરજ ઉગતે જઈ સંભળાવું,
મુજ માતાને હુંતો જઇરે. પ્યારા. ૮
તે કારજ સઉ કરશે તમારૂં,
માંણો મોજું રંગ મહોલ માંઇરે. પ્યારા. ૯

ગદ્ય. એવું કહીને બે જણ બેઠાંછે. કે અબોલા ત્યાં આવી.

## રાગ—સીતાજીના મહીનાનો.

મેમુદા—તું સાંભળ મારી માત વચનજ હું કહું;
તુજ જમાત્રે મને આજ વચન જેવું કહયું. ૧
મને સુણતાં લાગીછે આગ, અંતર ગયું પરજળી;
એવી પાડી બેઠાછે હોડ ન પોતી કાંઈ રળી. ૨
નવ બોલ્યા અમારી સાથ, વચન કાંઈ મુખથી;
સાંમી સુકાણી એ માત, દેહી મારી દુખથી. ૩
જેવા બંકાવળીના બાગ, ઊમેદ એ ધારિઓ;
નાહીતો મરવું કહેછે તેહ, ઘાવ મુને મારીઓ. ૪
એ જોયા વીના એ બાગ બોલાવું ન કોઇને;
તું કરને કોટી ઉપાય રહે માય રોઇને. ૫
માટે શો કરવો ઊપાય સાંભળને માવડી;
જાય જેવાને એ બાગ મરે તેની ઘડી. ૪

અબોલા—તું સાંભળ મારી બાઈ ફીકર શી તાહરે;
રહે સુખે તું હવે આજ ચીંતા એ માહરે. ૫
એને દેખાડી હું બાગ લાગું એક વારમાં;
તુંતો કર મન ગમતી મોજ પડે નહીં વીચારમાં. ૬

ગદ્ય.—અબોલા તાજલમુખને કહેછે.

### [રાજા હું મેં કોમકા]—એ રાગ.

અબોલા—કહો કેમ ઉદાસમાંછો બોલો સત્ય વચન;
જથાર્થ જો નવ કહોતો તમને મારા સોગન. ૧
તાજલમુખ—સુણો તમારી માવડી હું વચન કહું તેઆજ;
જેવાને મેં ધારીઓછે બંકાવળીનો બાગ. ૨
જોઉં જયારે એહને કે પાડું મારી દેહ;
સત્ય વચન એ માહરૂંછે એમાં નહી સંદેહ. ૩
અબોલા—સુરસરખા દેખે નહી નવ પંખી જાએ ત્યાંય;
અવરનો શો આસરો તે જાયે બાગની માંય. ૪
આકાસે પરીઓ કરેછે ચોકી દીનને રાત;
રાક્ષસો રહ્યા ઘણા કેમ જાશો માણસ જાત. ૫
તાજલમુખ—તમ સરખાં મુજને મળ્યાં, ને જો નવ થાયે કામ;
આશા રાખું શી પછી મુજ મરણ આવ્યું આ ઠામ. ૬
માત તાત જોયાં નથી તમ માંનો સત્ય વચન;

માત તમો હું દીકરો મેં સત્ય કહ્યું આ દીન. ૭

ગદ્ય.—એવુ સાંભળી અબોલા તાજલમુખને છાતીએ દાબીને કહેછે.

## [ચિરસે હયા કોન ખુદાકે લીયે]—એ રાગ.

અબોલા—સીદ સોચ કરે આજ મારા તંનતુ;
લેને વેણ આપું હાથ કહું સત્ય હું. ૧
પુરૂં કોડ તારા દેખાડીએ બાગને.
વળી જોઈએ તે વચન તંન માગને. ૨

ગદ્ય—એમ કહી અબોલા ધ્યાન ધરેછે એટલે ત્યાં રાક્ષસ આવી ઉભો રહેછે.

( અબોલા રાક્ષસને કહેછે. )

## [ સુણરે કાલે દેવરે. ] એ રાગ.

અબોલા—વચન સુણીને માહરૂ એક કરો કામ આજાગ;
આ પુરૂષને બંકાવળીના દેખાડીને લાવો બાગ. ૧
અન્ય જણકો જાણે નહીં એમ કરવું તમારે કામ;
જાઓ જલદી આ સમે કહુછું હું આ ઠામ. ૨

ગદ્ય—એવું સુણી રાક્ષસ મોટો ગાંટો પાડી તાજલમુખને ખભે બેસારી ચાલ્યો ને આકાશ મારગે લેઈ જઈને બંકાવલીના બાગમાં લાવ્યો.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—બંકાવળીનો બાગ.

પાત્ર.

તાજલમુખ..................બાગ જોનાર.
બંકાવળી..................સુઈ રહીછે તે.

ગદ્ય—તાજલમુખ બાગ જોવાને ગઓછે તે જોતા જોતા મધ્ય બાગમાં આવ્યો ત્યાં આગળ એક સરોવરછે તેમાં મહા શોભીતું એક પુષ્પ સોનાના રંગ જેવુંછે, તે પોતે સરોવરમાં પેસી તોડી લીધું. પછી બારણે આવી લુગડાં પેહેરી

વળી બાગ જાવા જાયછે તો એક મેહેલ દીઠો તેમાં પેઠો તો એક સ્ત્રી મહા સુંદર સુઈ રહેલી દીઠી. તેણે જાણ્યું કે આ જ ગુલબંકાવળી હશે; માટે હું કાંઈ નીસાંની કરતો જાઉં એમ વીચારી બંકાવળીના હાથની વીટી કાઢી લીધી ને ચાલ્યો તે પેલા રાક્ષશો પાસે આવ્યો તેને લેઈને અબોલા પાસે આવશે.

## ઠુમરી.

સ્થળ—અબોલાનો મેહેલ.

### [જુમનાને આરે હે સખી.]—એ રાગ.

અબોલા કહેછે—કહો સમ માહારા વળી હોયે તમા-
રે કામ. કહો સમ. ટેક.
જે કહો તે કરૂં હું પલકમાંછે, એટલી મુજમાં હામ. કહો.૧
બીક નવ ધરશો મનમાં લગારે, હુંતો છું રે તમારે નામ કહો.૨
તાજલમુલ—સુણો મારી માવડીરે, ઘેર જાવાનુંછે મન.
સુણો મારી. ૩
દીન થયાછે મુંજને ઘણેરા તેથી યાદ આવ્યુંછે ભોવન સુણો. ૪
કૃપાકરી મને ઘેર પોહોંચાડો જાણે કીધું જીવત ધત શુણો૫
અબોલા રાક્ષસોને—કરો નહી વાર તમો થાઓ તઈ-
આર આને ઠામ. કરો નહી. ૬
નરનારોને લેઇને જાઓ મુકી આવો એને ગામ કરો નાહી.૭

ગદ્ય—એવું સાંભળી રાક્ષસો તેને લેવા ગઆ કે અબોલા એક માથાનો વાળ તોડીને કહેછે.

### [કોડા મેરા કયા હુવા મકાન)—એ રાગ.

અબોલા—ક્યોને મારા દીકરા તમે કેસ આ કરમાંય;
ભીડ પડે સળગાવજો, હું તરત આવીશ ત્યાંય. ૧
કોઈ દીન અહીં આવજો વળી, કરીને મુજપર મેહેર;
પુત્રી મારી મેહેમુદા તેને રાખજો આનંદભેર. ૨

ગદ્ય—એટલે રાક્ષસો તેને લેઇ ઉડયા, ને લાખી ગુણકાને ત્યાં મુકી ગયા.

## પ્રવેસ ૪ થો.

સ્થળ-ફ્રસ શેહેર—લાખીનો મેહેલ.

પાત્ર.

લાખી ગુણકા..........તાજલમુખ જીત્યોછે તે.
તાજલમુખ.............જળધસીંધનો પુત્ર.
મેહેમુદા................અપચ્છરા તાજલમુખની સ્ત્રી.
ચાર ભાઈ..............તાજલમુખના.
(લાખી તાજલમુખને જોઇને હરખમાં ગાયન કરેછે.)

### દાદરાનો ખ્યાલ.

[આવી નહીં અંદરાજસેં અબ સબજપરીહે]-એ રાગ.

લાખી-આનંદ મારા અંગમાં જે રાજ આવ્યાછો;
ધન ઘડી મારી આજની મન મેહેર લાવ્યાછો. આનંદ.ટેક.
મુકી ગયાતા રાજવી જે પરણી મુને રહ્યા;
દીન કહાડતી દોહલે મહારાજ દુખ મ્હા. આનંદ. ૧
આવ્યા મારા સાહેબા બહુ દહાડે આણી મેહેર;
વીયોગ વરેહની નાશ પામી થઇછે લીલા લેહેર. આનંદ.૨
હવે ઈછા શી ધરીછે કહો સાચી વાત;
તા.-પરભાતે તો જાસ્યું નારી જ્યાં વસે મુજ તાત.
આનંદ. ૩
આવવું હોય જો સાથ મારી કરો કહું તે કામ;
ઝીતીને જે રાખીયા તે મોકલી દયોને તમામ. ૪

એવું સાંભળી લાખી ગુણકા તથા મેહેમુદા એ બન્ને સ્ત્રીઓ તમામ કેદીઓને છોડી મુકીને વહાણમાં બધો સરસામાન ભરીને સીરકસ્થાન જવાને રવાને થઈ અને તાજલમુખ જોગીને વેસે ફુલ લેઇને જાય છે, તેને આગળ તેના ચાર ભાઈઓ મળીને ફુલ લેઇ લેશે.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-વન.

### પાત્ર.

તાજલમુખ..................જોગીને વેસે.
તેના ચાર ભાઈ..............ફુલ લેઈજવાને આવ્યાછેતે.

ગદ્ય.—તાજલમુખની પાસે એકદમ આવીને બોલ્યા.

### ગજલ.

### રાગ—ઓખાહરણનો.

ચાર ભાઈ—કહોને જોગી તમો વચંન,
કયમ આવી રહ્યાછોજી વન. કહોને. ટેક.
કયાંથી આવ્યાને જાવુંછે ક્યાંહે,
શું નામ કેમ આવ્યાછો આંહે. કહોને. ૧

તાજલમુખ--હું તોછું જાતે જોગીની કાય,
બંકાવળી ફુલ લઈ આવ્યો રાય. હું તો. ૨

ચાર ભાઈ--એ વાતતો કેમ સાચી મનાય,
કોઇને હાથ બંકાવળી ન જાય. એ વાત. ૩

તાજલમુખ-કહોતો મુને પરીક્ષા કરાવું,
બંકાવળી ફુલ નજરે બતાવું. કહો મુજને. ૪

ભાઈ—તમો આંધળાને દેખાડો જેવો,
બંકાવળી હોય દેખે તેઓ. તમો. ૫

ગદ્ય.—એટલામાં એક આંધળો આવતો હતો તેની આંખે ફુલ આંજીને દેખતો કર્યો ને પછી પેલા ચારે જણે તાજલમુખને મારી હાથ પગ બાંધીને ફુલ લેઇને રસ્તે થયા.

(પછી તાજલમુખ ઉદાસીમાં ગાયછે.)

### રાગ—(બીહાગ.)

કોઠા મેરા કયા હુવા છુટાકીધર મકાન.—એ રાગમાં.

ઓ વીધાતા શું કરયું તે આજે આ વીધન,
ગયું પુષ્પ હાથથી રહયું વસવું હજી વન.

ઓ વીધાતા શું કર્યું તે આજે આ વીધન. ટેક.
હું અભાગી અવતર્યો, મુજ માત કેરે પેટ;
નારીપણ બે મોકલી, મેં સાગર કેરે બેટ. ઓ વી. ૧
પાપ શું પુર્વે હરી કર્યું હશે આ કાય;
વીપત્તીમાં તે આવીને, આડાં મુજને થાય. ઓ વી. ૨
હવે તો હું શું કરૂં, નવ રહ્યું કાંઈ હાથ,
ધન સર્વે લેઇને ગઈ નારી બન્ને સાથ. ઓ વી. ૩
નગ્રમાં જવાય નહીં, મે પીતા કેરે ધામ;
નારી આવી નહીં દેખેતા, મરસે તેણે ઠામ. ઓ વી. ૪
છોડાવ્યા મેં વીરને, કાંઈ કેદમાંથી આજ;
સતરૂ થઇને વનમાં, આ કર્યું કુકું કાજ. ઓ વી. ૫
હે પ્રભુ આ શું થયું, જે ગયું માહરૂં ફુલ;
હવે ક્યાંથી કર ચઢે મુજ વસ્તુ એ અમુલ્ય. ઓ વી. ૬

ગદ્ય—એમ રૂદન કરીને વળી ઊભો રહીને વીચારમાં પડીને કહેછે, અરે હાય હાય, મારૂં અમુલ્ય પુષ્પ ક્યાં ગયું એમ નીસાસા નાખીને કહેછે, હશે ઈશ્વરને ગમતું હશે તે સર્વે સારૂં જ ગમતું હશે માટે ચાલો પીતાના ગામ જઈએ ને હોહો હું ભુલી ગયો મુને અબોલાએ એક વાળ આપ્યો છે, તેને બાળવાથી તે મારી પાસે આવી મારૂ દુખ કાપશે માટે ચાલો, એમ કહીને પીતાના નગર પાસે ચાલેછે.

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ-સીરકસ્તાંન જળધસીંધની સભા.

પાત્ર.

જળધસીંધ રાજા............સીરકસ્તાનનો.
તેનો પ્રધાન...............મોતીચંદ.
સીપાઇયો વિગેરે મેહેતા સભાજનો.

(રાજના ચાર પુત્ર પુષ્પ લેઇને આવ્યા તે પછી બંકાવળી મરદને વેસે આવેછે.)

ગદ્ય.—રાજાના પુત્ર ફુલ લેઇને આવે છે. ને તે સમે તેને વધાઇ આપી તોપોના બાહારની સાથે બેસારે છે.

### (સુનરે કાલે દેવરે)—એ રાગ.

પુત્રો-પીતા હમારા સાંભળોને વચન હમારૂં આજ;

પરમેશ્વરની મેહેરથી અમો કરીને આવ્યા કાજ. ૧
બંકાવળીનું ફુલ લેઈ આવ્યા આણે ઠામ;
અંજન આંખે કીજીએ થાય રૂડું જો કામ. ૨
લ્યોને પુષ્પ કર વીશે તમો આંજો આણી વાર;
નેત્ર ફરીને આવશે કાંઈ દુર થઈ અંધકાર. ૩

ગદ્ય—એવુ સાંભળીને રાજાએ તે પુષ્પ લેઈને આંખે અંજન કરયું ને દેખતો થયો એટલે ફુલ ઠેકાણે મુકયું ને સર્વે આનંદમાં બેઠાછે કે ગુલબંકાવળી મરદને વેસે ત્યાં આવીને ઉભી રહી. તેને રાજા પુછેછે.

[નકર લાલદેવ ઇસિતરાકે].--એ રાગ.

જલધસીંધ—કહો કોણછોજી તમો કોણ ગામ.
પીત્યા કોણને છેજી શું તમારૂં નામ. ૧
કહો કેમ આવ્યા છો આણેજ ઠાર;
દીસોછો તમો કોઈ રાજકુમાર. ૨
બંકાવળી—શું છે કામ પુછાનું તમારે રાય;
રહેવા ચાકરીને હું આવ્યોછું આંય. ૩
મળે અન્ન શેર જે ઠામે રાજ;
રહી ત્યાંહુ ને કરીશું તેનુ કાજ. ૪
જળધસીંધ—રહો માહારા ધામ માંહે તમો;
પુરા પ્રેમથી એ કહુંછું અમો. ૫
રમોને જમોજી કરો મનમોજ;
હમારા નગરમાં તમે હરરોજ. ૬

ગદ્ય--ગુલબંકાવળી જે પુરૂષને વેસે આવીછે, તે ત્યાં રહીને ચરચા જુવેછે. પણ તેને પોતાના ફુલ લાવનારની ખુદ્ધી માલમ પડતી નથી.

## પ્રવેશ ૮ મો.

સ્થળ—વન, ને પછી કૃત્રીમ બંકાવળીનો બાગ.

પાત્ર.

તાજલમુખ.................જોગીને વેસે.
અબોલા....................તેની સાસુ.
લાખી,મેહેમુદા..............તેની રાણીયો.

ભારીગો વેચનાર. અફીણીયા વગેરે.

(જળધસીંધ તેના ચાર પુત્ર તથા પ્રધાન સુધ્યાં ને બંકાવળી સુધ્ધાં સર્વે આવ્યાંછે.)

ગદ્ય—તાજલમુખે વાળ બાળ્યો કે અબોલા આવીને ઉભી રહી.

## રાગ ઓખાહરણનો.

અ–કહો પડી ભીડ શી આણીવાર,તેડાવીમનેતમો આને ઠાર;
કહો કામ હોયજે આ સમે, કરૂં હું ક્ષણ માત્ર. કહોને. ૧
ગઈ માહરી બાળ મેહેમુદાકયાં,તમોએકલાકેમ રહ્યાછો હ્યાં;
પાસે વસ્ત્ર નથી જળ પાત્ર, કહો સત્ય સુકાણું શે ગાત્ર. ૨

તા.—સુણો વાણ્ય મારી હુંકહુંછું દગો બાધવે મુજને કર્યો;
ગયા લેઈ પુષ્પ દેઈનેજ દુ:ખ, ગયુ ઉતરી એથી મારૂ મુખ. ૩
જાવુ ગામતો મારે તાત, રહ્યું કાંઈ નહી મારે હાથ;
તમારી કાહાવે જે તન, ગઈ વહાણ સાથે બન્ને નાથ. ૪
સાથ માંહે તે સાગર નીર જસે ગામ ઉતરીને તીર;
આવ્યો હુંતો મુકીને સાથ, વીરે આવી કર્યો ઉતપાત. ૫
બાગ રચી આપોને આણે ઠાર, બંકાવળીના જેવો આણીવાર;
કરો કામ મારૂં તમો માત, તો થાય મુને સુખસાત. ૬

ગદ્ય—એવું સાંભળીને અબોલાએ ધ્યાન ધર્યું કે ત્યાં મેહેમુદા તથા લાખી આવી પોહોચ્યાં, ને પછી તુરતજ તેવો બાગ રચી દીધો તેવોજ હોજ ને તેવુંજ ફુલ ને સુવર્ણના રંગના જેવાં ઝાડ પણ બનાવ્યાંછે. એ બાગની રચના જોવાને માટે સર્વે લોક આવેછે. એટલે છેહલે રાય પણ આવેછે. તેની સાથે ગુલબંકાવળી પુરૂષને વેસે આવેછે. બંકાવળી બાગ જોઈને ઉદાસી તથા ખુસી થાયછે. ને રાજા જળધસીંધ તાજલમુખને કહેછે.

## [સરપે આખોપે કલેજેપે બેઠાવું તુજકો]—એ રાગ.

જળધસીંધ-કહો કોણ છોજી આપનુ શું નામ છે;
રાય કયાંનાછો ને ઘર કીયે ગામ છે. ૧
આવો બાગ નથી ભુમી માંહે કોઈને;
થયો ચકીત હુંતો આજ આને જોઈને. ૨

તાજલમુખ—આતો બાગ બંકાવળીનો છે સર્વથા;
સુણો તાત કહું માડી હું તેની કથા. ૩
લાવ્યો ફુલ જઈને કાજ આપને;
જાણ્યું આવે ફરી નેત્ર ગયાં બાપને. ૪
મળ્યા ભાઈ મુને પાપે આવી જે સમે;
લેઈ ફુલ ગયા સુણો જે કહયું હમે. ૫
રહ્યા હતા થઈ દાસ તે ચારે જણા;
દીધા સાથળોએ ડામ છે ગુલામના. ૬
મેં છોડાવ્યા જઈ તેહને આણી દયા;
તો આ દોષ ગુણ કેરે વાંસે તો થયા. ૭

ગદ્ય—એટલે લાખી ગુણકા ત્યાં આવીને ઉભી રહી ને પેલા ચારે નીચું જોયું. ને મેહેમુદાને જોઈને બંકાવળી પોતાનો વેસ બદલીને આવીને ગાયછે.

## રાગ—હોરીની ધુનમાં, કાફીની છાયામાં.

અરે બાગ આતોછે મારો, દેખાયે એ ફુલનો કયારો;
અરે બાગ આતો છે મારો. ટેક.
કનક વેલી રહી ખીલી માહરી, સોભેછે હોજ આ સારો;
ફુમલતા રહી લેહેકી પરસ્પર, ખીલ્યાં આ ફુલ હજારો.
કનક મેહેલ મણી રત્ન વારો, અરે બાગ આતો છે મારો. ૧
મૃગમદની વાસનાથી ભરેલો, આવે પવન પસારો.
કેસર કયારા રહ્યાછે ખીલીને, કોણ હસે આ જોનારો;
નમુનો તો આહીં ઉતાર્યો. અરે બાગ. ૨
એબ જોઈ મારી ફુલ લેઈને, બગાડયો જનમારો;
હાથ આવે હવે મારે કદીએ, કરૂં પ્રાણનો પ્યારો;
હસે કયાં ફુલ હરનારો, અરે બાગ આતોછે મારો. ૩
સી રીતે આવીને પોહોચયો, ચોકી ઓળંગી હજારો;
મરણ તણી સો ભીતીને ત્યાગી, કેવો હીમત્ય ધરનારો;
બાગ નીરખ્યોછે સારો, અરે આતો બાગ હમારો. ૪
મળે મુને હવે કયાંથી ફરીને, કયાંનો હસે એ રહેનારો;
કાશીરામ હું અરજ કરૂં છું, કોઈ મેળાવો આ વારો;
ફુલ મારૂં લેઈ જનારો, અરે આતો બાગ હમારો. ૫

[સરપે આખોપે કલેજેપે બીઠાવુ તુજકો]—એ રાગ.

લાખી—કહો કોણછોજી તમો કોણ નામછે;
અહીં આવ્યાછો સે માટે કોનું કામછે. ૧
કોણ દેશમાં રહોછો તમો નાગરી;
દીસો સુઘડ સૂજાણ ગુણ આગરી. ૨
બંકાવળી—જાણો બાઈ મારૂં બંકાવળી નામ છે;
ફુલ લાવનાર કેરૂં મારે કામ છે. ૩
જોઈ એબ મારી ફુલ હરી લાવીયો;
ધરી ધીર વીર વીંટી મારી લાવિયો. ૪
છે એહ સ્વામી મારો સત્ય કહુંછું કથી;
અવર નર મારે તાત ભાઈ સર્વથી. ૫
જેવો હતો મારો બાગ તેવો આ કર્યો;
શું ઉપાડી લાવીને વીધીએ આંહી ધર્યો. ૬

ગદ્ય.—એવું સાંભળી લાખી પેલા જે ચાર રાજકુંવરોને ક્રોધમાં કહે છે.

[સુણરે કાલે દેવરે તુમ સણો હમારી બાત]-એ રાગ.

રાય જળંધસીંઘ સાંભળો ને વચન કહું આ ઠામ;
પુત્ર તમારા ચાર તેતો છે મારા ગુલામ. ૧
હાર્યા હોડ એ મુજથી, ને રહ્યા હતા મુજ ધાંમ;
મુજ સ્વામીયે છોડાવીયા, સાથળે દેઇને ડાંમ. ૨
રતનપુરથી પરવરી લેઈ માલ હમે બે નાર;
પુષ્પ લેઇને એકલા આવ્યા મારો ભરથાર. ૩
તમ સુત ગુણ ભુલી ગયાને, અવગુણ કરીયો ત્યાંહે;
પુષ્પ પડાવી લાવીયાછે, તેતો ચારે આંહે. ૪
જુવો ડામ ગુલામનાછે સાથળે નિરધાર;
ચોરછે મારા રાયજી, એ સુત તમારા ચાર. ૫

ગદ્ય.—(એવું સાંભળી રાજા ચાર પુત્રને પુછેછે).

જળંધસીંઘ—સાચું કહોને આ સમે જે બન્યું હોય તે સર્વ;
જો જુઠું તમો બોલસોતો ઉતારીશ હું ગર્વ. ૭
દેખાડોને મુજને તમે જંઘા આને ઠામ;
જોવાછે એ માહરે છે કેવા દીધેલા ડામ. ૮

ગદ્ય.—પુતરો ઊઠીને સાથળો દેખાડે છે ને રાજા ડામ જોઇને તેમને કહેછે.

[અરે કોન હે તું તેરા કયા હે નામ]—એ રાગ.

અરે દુષ્ટ પુતરો ખોયું મુજ નામ;
રહ્યા નારીના તમો થઇને ગુલામ. ૧
ઉઠો આ સમે કોઈ કરો ન વાર;
ઉતારો આ દુષ્ટો તણાં હથીયાર. ૨

ગદ્ય.—એવું સાંભળીને તેમનાં હથીયાર ઉતરાવ્યાં ને પછી પેલા ચારે જણ તાજલમુખને કહેછે.

રાગ સીતાજીના મહીનાનો.

વીરા અમને બતાવો ઉપાય, દીવસ કયાં ગાળવા;
રહેવું જઇને કેણે ઠામ, દુઃખ કહો ટાળવા. ૧
થઈ દસા હમારી આજ માઠી મારા ભ્રાતજી;
લીધાં હાથ થકી હથીયાર કોપીને તાતજી. ૨
તાજલ–લેતાં ફુલ ધરી નહી બીક મનમાંહે જરી;
મારી માઠી આથી દસા તમોયે હતી કરી. ૩
માટે ભોગવો તમારાં કર્મ, દગાનાં જે નીપજ્યાં;
જેવાં વાવ્યાં હતાં બીજ, તેવાં ફળ ઉપજ્યાં. ૪

ગદ્ય.—એવું સાંભળીને પેલા ઉદાસી થઇને જાયછે. ને પછી બકાવળી આવીને ગાયછે.

રાગ—[ઓખા હરણનો.

બકાવળી—મારા પ્રાણ તણા આધાર,
હવે કરોને અંગીકાર;
લેઈ પુષ્પને વળિયા જ્યારે,
સ્વામી મારા થયાછો તે વારે. ૧
મારૂં બકાવળી છે નામ,
તમ કાજે આવીછું આ ઠામ;
વીંટી લેઈ આવ્યા કરમાંથી,
એવી હીંમત લાવ્યા કયાંથી. ૨
જેવી બે પરણ્યાછો નાર,
મેહેમુદાને લાખી રસાળ;
તેવી જાણો મને મારા નાથ,
નહીંતો પ્રાણ તજીશ હું હાથ. ૩

[કાટીરેન મજેમે સારી, અબતુ.]—એ રાગ.

તાજલમુખ—શું કરવાને ફરે ઉદાસ, છોડી દે શોક કરી મુખે
હાસ્ય. શું કરવાને. ૧

પ્રાણ થકી મુને પ્યારીછે નાર;
આવી બેસ મારે પાસે આ વાર. ૨

ગદ્ય.—તાજલમુખની પાસે આવીને બંકાવળી બેઠી ને પછી ત્યાંથી સર્વે વીદાય થાયછે. સર્વ જણ જે પાત્રછે તે સર્વેને અરજ કરે છે.

સુણો સર્વે સજ્જનો આ વીંનંતી છે આજ;
કવી ગુણી પંડીતોને જ્ઞાનીના સમાજ. ૧
બંકાવળી નાટકનો ખેલ કર્યો જેહ;
ભુલ ચુક હોયતો સૌ માફ કરસો તેહ. ૨
ખેલ કર્યો પુરો સર્વે અમે આણે ઠામ;
બનાવનાર કાશીરામ પેથાપુર ગામ. ૩

ઇતિ ગુલબંકાવળીનું નાટક સંપુર્ણ.

# जाहेर खबर.

આ નીચે લખેલા નાટકો ગાયન સાથે (ઓપેરા) જુદા જુદા રાગમાં સરસ નાટક ગાયનથી ગવાય અને નાટકમાં ભજવી શકાય એવાં અમારે ત્યાંથી મળશે.

ગુલબંકાવળી નાટક (ઓપેરા)
સીતા હરણ નાટક (ઓપેરા)
કેલઈયા કુંવર નાટક (ઓપેરા)
વીક્રમ સ્ત્રીચરીત્ર નાટક (ઓપેરા)
સુંદર કામદાર નાટક (ઓપેરા)
ભોજપુત્ર રતનસીંહ નાટક(ઓપેરા)
ભાનુમતી સ્ત્રીચરીત્ર (નાટક)
શનીશ્વરનું (નાટક)
સીતા સ્વયંવર નાટક.

એ સીવાય ઘણી જાતનાં પુસ્તકો અમારી દુકાનેથી ઘણી સસ્તી કીમતથી મળશે.

અમારે ત્યાં અમૃતસાગર નામનું વૈદકનું પુસ્તક મુળ હીંદુસ્તાની ભાષામાં હતું, પણ હાલ તેનો શુદ્ધ ગુજરાતી ભાષામાં તરજુમો કરીને મોટા અક્ષરો અને જાડા કાગળ ઉપર સરસ છાપથી તૈયાર થયું છે. એ (૮)પેજી કદે છે. તેનું પુંઠું મજબુત અને સારૂં સોભાયમાન કર્યું છે. આ પુસ્તક દેશી લોકોને બહુ ઉપયોગનું છે અને શુદ્ધ ગૂજરાતીમાં એવો વૈદકનો ગ્રંથ કોઈ નથી તેથી વૈદ લોકોના તથા ગુણીજનોના ઉપયોગમાં સારૂં થશે. માટે એની કીમત રૂ. ૪-૦-૦ રાખી છે માટે જે સાહેબોને જોઈતું હોય તેમણે નીચેના સરનામાથી લખવું. સામટી લેનારને ફાયદો કરીને આપવામાં આવશે.

અમદાવાદ } બુકસેલર. માહાદેવ રામચંદ્ર.
ઠો. લણુ દરવાજા પાસેની દુકાન.

